શ્રી.

# ભારત કીર્તિ.

## ( ગરબા સહિત )

સંગ્રહ કરી છપાવી પ્રસીદ્ધ કર્ત્તા.


**નાનાલાલ પીતાંમ્બરદાસ**

મુ. [illegible]

હાલ ઠે. ઊ[illegible]રી નડીઆદ.



આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦

તા. ૧૮-૯-૧૯૨૨ સંવત ૧૯૭૮

ધી શારદા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં

શાહ હરજીવનદાસ અમરસીએ છાપી

સાંથપીપળી—નડીઆદ

કીમત ૦-૧-૦

## ગરબો.



( રાગ પુનમ ચંદનીનો. )

સુંદરી ચરખા રત્નને સેવો સારા પ્યારથી રે
પામો પુર્ણ સુખોએ પરિપુર્ણ આનંદ
તેથી લક્ષ્મી વૈભવ વધશે આ તમ દેશનાં રે—સુંદરી.

સાખી

લક્ષ્મી તણી એ ખાણ છે ખરી અલ્હમાં એહ
તરૂણી તેજ વધતુ જશે ફેરવે વનિતા જેહ
પરદેશી કાપડમાં પૈસા જાએ દેશનારે
તેથી દેશ આપણો દારીદ્રમાં ખેંચાય છે રે—સુંદરી.

સાખી

શાન્તી છે પ્રસરી રહી મનહર હીન્દની માંય
લક્ષ્મી આવી ઘેરે વસે ફરે છે ચરખો જ્યાંય
આપણા દેશને કાજે સંકટ જેણે બહુ સહ્યાં રે
એવા વીર પુરૂષ તે ગાંધી દીસે જેલમાં રે—સુંદરી.

સાખી.

ગુણીઅલ ગોરી હીન્દની ગાંધીજીના ગુણ ગાય
નાનાલાલ કહે સ્નેહથી જેણે દેશની કીધી સ્હાય
આખા હિન્દને કાજે સ્વાર્થ તજ્યો પોતા તણો રે
એવા આત્મ ભોગીનાં પુંજન કરીએ આપણે રે—સુંદરી.

લેખક

રા. ક. ના. પી.

## ગરબો

( રાગ રઘુપતી રામ હૃદેમાં રહેજો રે ]

સખી ગાંધીજીને પાય લાગો રે
સ્વરાજ્યનુ અભયપદ માગો રે
હવે વિદેશી વસ્ત્રોને ત્યાગો
મહાલક્ષ્મીના તન મારે મન વસીઆરે —૧
સખી બીજા તે તિલક શાજરે
કર્યાં હીન્દ ઉધ્ધારનાં કામરે
દેહ અર્પ્યો છે હીન્દની કાજ
મહાલક્ષ્મીના તન મારે મન વસીઆરે —૨
સખી ત્રીજા તે સી. આર. દાસ રે
જેને સ્વરાજ્ય લેવાની આશ રે
ઘણી જેલ ભોગવી હીન્દ કાજ
મહાલક્ષ્મીના તન મારે મન વશીઆરે —૩
સખી ચોથે તે મહમદઅલી રે
જાન માલનો અર્પ્યો છે બલી રે
તેની દેશ ભકિત છે ભલી
મહાલક્ષ્મીના તન મારે મન વસીઆ રે —૪
સખી પાંચમા ગોપાળદાસ રે
જેણે જાગીર છોડી હીન્દ કાજ રે
મથી રહ્યા સ્વતંત્ર માટ
મહાલક્ષ્મીના તન મારે મન વશીઆરે—૫

સખી છઠ્ઠાં તે સરોજની બેની રે
તેને લગની સ્વરાજ્યની લાગી રે
તે તો રહ્યાં છે સ્વરાજ્ય માગી
મહાલક્ષ્મીના તન મારે મન વસીઆરે—૬
સ્હાય થાજો જશોદાના તંન રે
હીંદ કરી રહ્યું આક્રંદ રે
માગે સ્વરાજય હીન્દી જન
મહાલક્ષ્મીના તન મારે મન વશીઆરે—૭

લેખક
'શીવાલીઆકર'



## ગરબો.

( રાગ પુનમ ચાંદનીનો ]

ચાલો સહિયર આજે ગાંધીજીને પુજીએ રે
કરીએ સ્મરણુ નીશદીન પ્રભુજી પ્રમાણુમાં રે ચાલો

સાખી

ગુલાબમાં અતિ સુગંધ છે આપે આનંદ અપાર
તેમ રેંટીઆના સ્વર વડે કરો હીન્દ ઉદ્ધાર
બ્હેનો ખાદી વીણુ કંઇ અંગે નવ ધારીએ રે
હીન્દુ મુસલમાનમાં ભેદ કદી નવ જાણીએ રે ચાલો

સાખી.

ખાદી કરશે દેશની આબાદી સંપુર્ણ
પહેરે તેને કોઇ જે આવે છે સદ્ગુણ
ખોટી ફેશન રાખી દેશને નવ શરમાવીએરે
મહાત્મા ગાંધીજીને દેવ સમાન જાણીએરે ચાલો

સાખી,

સદગુણી શ્યામા હીન્દની ફેરવે રેંટીઆ જેહ
ચંદુલાલ કહે સ્નેહથી સદા સુખાં રહે તેહ
એવા રેંટીઆ દેવનું સેવન કરીએ આપણે રે
જેથી કાપે એ તો હીન્દ માતનાં દુઃખ ચાલો.

લેખક

**શાહ ચંદુલાલ.**



—ગરબો.—

( રાગ રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે )

સખી અસહકારની કથા કહીએ રે
પ્રીતે ગાંધીજીના ગુણ ગઈએ રે
શ્રી ગાંધી ચરણમાં રહીએ
ગુણીઅલ મા'રી બે'ન અસહકારી બનીએરે-૧

સખી પહેલો વિચાર મન ધાર્યો રે
ખોટી ફેશનથી હીન્દને વાર્યો રે
શાન્તી રાખી હીન્દને ઉગાર્યો
ગુણીઅલ મા'રી બે'ન અસહકારી બનીએરે-૨

સખી બીજું કામ હાથ લીધુ રે
ખાદી વણવાનું સહુને કીધુ રે
તે દેશે સ્વીકારી લીધુ
ગુણીઅલ મા'રી બે'ન અસહકારી બનીએરે-૩

સખી ત્રીજે કામ ઉન્મત્ત થયા રે
આત્મભોગના ઉપદેશ કહ્યારે
પછી જેલ યાત્રાએ ગયા
ગુણીઅલ મા'રી બે'ન અસહકારી બનીએરે-૪

સખી બીજા તે તીલક રાજ રે
સ્થાપી કાંગ્રેસો ઠામો ઠામ રે
કર્યાં હીન્દી જનોનાં કામ
ગુણીઅલ મા'રી બે'ન અસહકારી બનીએરે-૫

સખી ત્રીજા તે સી. આર. દાસરે
જેણે જેલને માની તત્કાળ રે
દેહ અર્પ્યો છે હીન્દને કાજ
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએરે—૬

સખી હીન્દના ઉધ્ધાર આપરે
આખા હીન્દના તમે છો બાપ રે
અહર્નીશ જપુ તારા જાપ
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએ રે-૭
સખી ગાંધી પર રાખજો વા'લ રે
ગાંધી છે શ્રી પ્રભુ સાક્ષાત રે
સ્તુતી કરે છે નાનાલાલ
ગુણીઅલ મારી બેન અસહકારી બનીએ રે-૮

લેખક
રા. ક. ના. પી.



## આઠવાર

## ગરબો

( રાગ સખી પડવાનીપર પ્રીત....... )

સખી સોમે પુરણ પુન્યથી હું જાગી રે
ગુરૂ ગાંધીજીની શીખ મનમાં લાગી રે
સખી મંગળે બળ બુધ્ધિ વધ્યાં બહુ મારાં રે
સહુ વિદેશી કપડાંને મેં મનથી કાઢયાંરે
સખી બુધે થઇ તૈયાર સ્વરાજ્ય લેવાને

આ હીન્દી જનોના દુઃખ સહુ દુર કરવાને
સખી શુક્રે ચરખો ઝાલીયો મેં હાથે રે
તેને ફેરવવાને કાજ તન મન સાથે રે
સખી શુક્રે તે કરવું કામ જે છે મારે રે
વળી કસ્તુરબાની સમ સઉ સહુ નારે રે
સખી શનીએ ખાદી પેરજો શુદ્ધ મનથી રે
રાખી સ્વરાજ્ય ઉપર પ્રેમ ખરા તનથી રે
સખી રવીએ વીનવું છુ કર જોડી રે
પ્રભૂ થાજો ગાંધીને સ્હાય મમ બુધ્ધી થોડી રે

લેખક

રા. ક. ના. પી.



## વાહ ખાદીના સાડી

મા મ્હને ખાદીની સાડી અપાવજો
ભાઇ મ્હને ખાદીની સાડી અપાવજો
તાત મ્હને ખાદીની સાડી અપાવજો
ખાદીની ચોળી, ખાદીના ચરણીઆ (૨)
ખાદીથી સુંદર બનાવજો—મા
(સાખી) પરદેસી કાપડ અરે, છે જ અપારા મેલ
બાળીને કે ઝારીને, હરશું એવો મેલ—ભાઈ

આહી ભલે ખરસદ હશે તોયે (૨)
પાકે અમારે દેશ—મા
(સાખી] વિદેશી કાપડ બધાં, હરે અમારાં દામ
તે સઘળાંને બચાવવા, ધરીએ હૈયે હામ-ભાઈ
દેશાન માંહી ગરકાવ થઈને (૨)
ભુલ્યાં અમે સૌ ભાન-તાન
(સાખી) પરાધીન થયાં અમ્હે ખોઈ અમારાં રુપ
પરદેશી કાપડ ધરી બન્યાં અમે કદરૂપ
હવે ફરી પડશુ નહિ મોહે (૨)
વિદેશી કાપડ હરામ-ભાઈ

મ તરીયા ભુવન
નડીઆદ
} શ્રીયુત
માતરીયા.



# ગરબો.

( ઓધવજી સંદેશો કહેજો............શ્યામ. )

સરકારે પુર્યા ગાંધીજીને જેલમાં
જે સંભારતાં દિલ સૌનાં ચીરાયજો
છાતી ફાટે હૃદય મુંઝાયે હિંદનુ
હિંદ તણા શિરતાજ ગયા છે જેલજો      સરકારે
દુશ્મનનુ પણ દિલમાં સારુ ચિંતવે
દુશ્મનની સેવા કરવા તૈયાર જો
પ્રેમ તણા મંત્રોથી સૌને જીતીયા
એવા ગાંધી આજ પુરાયા જેલજો      સરકારે
આંખો ખોલો ઉંઘ ઉડાડો બ્હેનીઓ
ગાંધીજીની આજ્ઞા પાળો આપ જો
ગાંધીજી વ્હાલા જો તમને હોય તો
પરદેશી કાપડની છોડો પ્રીત જો      સરકારે.
એક વચન ગાંધીનુ કોટી રત્નનું
પરદેશી વસ્ત્રોની ફુટી બદામ જો
કહો તમે બેમાંથી સાચવશો કયું
ગાંધી આજ્ઞા કે પરદેશી વસ્ત્ર જો      સરકારે.
ગાંધીજીએ જ્ઞાન તમોને આપીયું
તમ કાજે વળી આજ ગયા છે જેલમાં
ગાંધી આજ્ઞા પાળો વ્હાલી બ્હેન જો.      સરકારે.
પરદેશી વસ્ત્રો લક્ષ્મી લૂટી ગયાં

ભાઇ ભાંડુ લાખોના લીધા પ્રાણ જો
નાણાં હાણા ખુટયાં એના સંગથી
પરદેશી પ્હેર્યામાં પૂરી હાણ જો. સરકારે.
અરે દયાળુ બ્હેનો આ શી કઠોરતા
નિર્દયતા તમને શોભે નહિં બેન જો
આંસુ સારો હૈયુ ખોલો આપનું
સમજીને ખાદી પ્હેરો ભલી ભાત જો સરકારે.
પત્થર ઘણા પીગળે છે ગાંધી પ્રેમથી
પત્થરથી પણ આપ થશો શું બેન જો
ધર્મ તમારો સમજી ખાદી પ્હેરજો
પરદેશી વસ્ત્રો બાળો આજજો સરકારે
જે બ્હેનો પરદેશી વસ્ત્રો પહેરશે
હિંદ તણી દુશ્મન કહેવાશે તેહ જો
દુઃખ પામી બીજાને પણ દુઃખ આપશે
જીવતર એનું જાશે કેવળ ફોકજો સરકારે
સમજો બેનો સમર્થ સાચી વાત આ
તમને કહુછુ ખાદી સાચો ધર્મ જો
ખાદી પહેરી દેશ તણી સેવા કરો
માનો બેનો માનો માતરીયાની સીખ જો સરકારે

માતરીયા ભુવન } શ્રીયુત
નડીઆદ } માતરીયા.

## —ગરબો.—

રઘુપતિરામ........................રાગ.

સુણો બ્હેની આ સમે શીખ સારી રે
સૂખ સાચુ છે સાદાઈ માંહી સુણો
મોજ શોખને વૈભવ છોડો રે
દેશ સેવામાં મનડુ જોડો રે
હિંદ માતાના બંધન તોડો--સુણો
પહેરો પ્રેમે પનોતિ ખાદી રે
એમાં હિંદ તણી છે આબાદી રે
પરદેશી પહેરે બરબાદી. સુણો.
રેંટીયા ઘર ઘરમાં ચલાવો રે
કજીયા ને ટંટા અટકાવો રે
લાખો લક્ષ્મી લૂંટતી બચાવો. સુણો
રેંટીયો મોંઘવારી હઠાવે રે
જોર મરકી તણું ના ફાવેરે
દુઃખ દારિદ્ર દુર જાયે સુણો
દુઃખીયાની આંતરડી ઠારેરે
મરેલાને વધુ ના મારેરે
રેંટીયાને ખાદીથી તારે સુણો.

સાહિત્ય-મંદીર, નડીઆદ } શ્રીયુત મણીલાલ એમ. માતરીઆ.

# ભારતનું ગીત.

( ગરબી )

ગાવો સખીઓ સર્વે ભારત માનુ ગીતડું રે
મનોહર મીઠડું રે; અહો હો મીઠડુ રે
એની તોલે સ્વર્ગ ન આવે દેવોયે સૌ પૂજે ભાવે
નન્દવન સમ નડીઆદ એના તેજથીરે, અલૌકીત તેજથીરે
ગાવો સખીઓ સર્વે.

મસ્તક ઉપર હીમ ગીરી શોભે, શંકર વસવા ત્યાંતો લોભે
ગંગા જમના માલા કંઠે ઝુલતીરે મનોહર ઝુલતીરે
ગાવો સખીઓ સર્વે.

નયનો જળ હળ થાયે સ્મિત ફુલડિયાં મુખ વેરાયે
ઉરનિર ઉછળે બાલો કાજે પ્રેમથીરે, છલોછલ પ્રેમથીરે
ગાવો સખીઓ સર્વે.

લીલાં છમ નીલમનાં સરખાં આભુષણ છે સુન્દર વનનાં
મંજુલ મોહક ઝંકારે એ ગાજતીરે રૂડા એ ગાજતીરે
ગાવો સખીઓ સર્વે.

કુંકુમ ઝરણ પગે રેલાયે ચરણ ચુમવા સાગર ધાયે
નિર્મળ સુન્દર દેહે એ તો શોભતીરે, પુરી એ તો શોભતીરે.
ગાવો સખીઓ સર્વે.

    

એની સેવા કરવા કાજે અંકે એના જુક્તી આજે
ધસિયે ચાલો સર્વે આપણ પ્રેમથી રે અનેરા પ્રેમથી રે
ગાવો સખીઓ સર્વે,

સાહિત્ય-મંદીર,
નડીઆદ

શ્રીયુત
માતરીઆ.



## —ગરબો.—

( રાગ પુનમ ચાંદનીનો, )

સાંભળ હીત શીખામણ બ્હેની મારી આજની રે
પહેરી ખાદી પ્રીતે અંગ શોભાવો આજ
મોહન વચન મધુરાં મનમાં ધારી પ્રેમથીરે—સાંભળ

સાખી

હીન્દ માતાની બાળકી ટોળે મળી સહુ આજ
કાર્ય અનુપમ કારણે કરવાં ઉજવળ કામ

આવા નીતીના મારગને કદી નવ છોડીએરે
જ્ઞાની ગાંધીજીના, સંદેશાએ ખાસ—મોહન વચન.

સાખી

ગુરૂ ગાંધી મનમાં ધરી કરવા સર્વે કાજ
કાંતી રૂડા રેંટીઓ સ્વરાજ લેવું આજ

તજીને વસ્ત્ર વિલાયતી અંગ ઉપરનાં આજથી રે
મંગળ શુભ કર ખાદી ગ્રહણ કરશું આજ મોહન વ

સાખી

કસ્તુરબાં દેવી સમાં સકતી તણો અવતાર
રાષ્ટ્રીય પાઠ પઢાવતાં ફરીને ઠારેઠાર
સહીને સકંટ સઘળાં આર્ય ભૂમીને કારણે રે
ફરતાં વન જંગલને ગામ નગર મોઝાર—મોહન વઃ..

સાખી

અનસુયા ઉત્તમ અતી પવિત્ર લક્ષ્મી સ્વરૂપ
સુખ સઘળુ ઘરનુ તજી ફરતાં જોગણ રૂપ
એવાં ઉત્તમ ગુણવાળાં બેનીને ઓળખોરે
નીરખી નયને તેનુ કાર્ય કર્મ સહુ આજ—મોહન વચ

સાખી

સરોજની નાયડુ સમાં સ્ત્રી નેતા કહેવાય
આર્ય પ્રજાને કારણે વાંણે વીદેશે જાય
આવાં પુજયપાદ નેતાને મળતાં હરખીએ રે
જેથી ઉજવળ થાએ આર્ય તણો અસહકાર—મોહન વચ

લેખક

બોટાદકર.